# બાળવાર્તાવલિ

સંપાદક તથા પ્રકાશક

સૌ. હંસા મહેતા બી. એ.

મળવાનું ઠેકાણું

હરિલાલ રણછોડદાસ મહેતા, કમિશન એજન્ટ

૧૨૮ બારભાઈ મહોલ્લો મુંબાઈ—૩

કિંમત એક રૂપિયો

મુંબાઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ તથા વડોદરા રાજ્યે
ઈનામ તથા લાયબ્રેરી માટે આ પુસ્તક મંજૂર કર્યું છે.



પહેલી આવૃત્તિ : આસો ૧૯૮૨
બીજી આવૃત્તિ : ચૈત્ર ૧૯૮૪
ત્રીજી આવૃત્તિ : માગશર ૧૯૮૮




તથા સૌ. હંસા મહેતાએ ૨૩, નેપીઅન સી રોડ મુંબાઈ-૬, એ સ્થળેથી પ્રકટ કર્યું.

# બે બોલ

સને ૧૯૨૪ના જાન્યુઆરી માસની તા. ૭મીએ વડોદરે મારે ત્યાં ભગિની સમાજ તરફથી 'બાળ સાહિત્ય' વિષે ચર્ચા કરવાને એક સભા બોલાવવામાં આવી હતી. આપણી ભાષામાં બાળ સાહિત્યને નહિ જેવું સ્થાન મળ્યું છે. સારાં માસિકો ને સારાં પુસ્તકો તો ગણ્યાંગાંઠયાં જ. સંસ્કારી જીવન સાહિત્યથી જ પોષાય. એ સાહિત્ય માટેનો રસ બાળપણથી જ કેળવવાનો છે. સંસ્કૃતિમય જીવનનો પાયો તે જ બાળ સાહિત્ય. એ પાયો સુદૃઢ કરવાને જેટલી મહેનત લઈએ તેટલી ઓછી. બાળ સાહિત્ય કેવા પ્રકારનું હોવું જોઈએ, અને એવું સાહિત્ય ઉત્પન્ન કરવાને શાં પગલાં લેવાં એ ચર્ચાનો મુખ્ય હેતુ હતો.

બાળકને વાર્તા બહુ જ પ્રિય હોય છે. એને કંઈ પણ જ્ઞાન આપવું હોય તો વાર્તા રૂપે આપ્યાથી એના મન પર સજ્જડ છાપ બેસે છે. આપણે ત્યાં ધર્મનીતિની વાર્તાઓ પુષ્કળ છે. સત્ય બોલવું, બોલેલું પાળવું, માબાપની સેવા કરવી, ગુરુની સેવા કરવી વગેરે વગેરે. તે જ પ્રમાણે પ્રાણી વિષે જ્ઞાન, ઐતિહાસિક જ્ઞાન, અન્ય દેશો વિષે જ્ઞાન કે વિજ્ઞાનનું જ્ઞાન પણ જો વાર્તા રૂપે આપ્યું હોય તો જ બાળકને એમાં રસ પડે.

બાળ સાહિત્યની ભાષા પણ બાળકના જેવી જ સરળ હોવી જોઇએ, નિશાળના માસ્તર ભણાવતા હોય તેવી નહિ. ઘણી વાર્તાઓને છેવટે એનો સાર–Moral–આપવામાં આવે છે. એથી લાભને બદલે હાનિ છે. વાર્તાનો સાર બાળક પોતાની મેળે જ કાઢે એ વધારે ઈષ્ટ છે.

આ ઉપરાંત પુસ્તક બહારથી પણ આકર્ષક હોવું જોઇએ. બાળકને આકર્ષવાનો ખાસ ગુણ ચિત્રોમાં છે. બાળ પુસ્તકાલયોમાં કામ કરનારા-

ઓનો અનુભવ છે કે બાળક ચિત્રોવાળું પુસ્તક પહેલું જ હાથમાં લેશે; પછી એ પુસ્તક બીજી રીતે ગમે તેવું હોય! માટે બાળ સાહિત્ય ચિત્રોથી ભરપુર હોવું જ જોઇએ. ચિત્રો બની શકે તો થોડાં, પણ રંગીન હોય તો સારું. એની રેખા કાગળ પર સ્પષ્ટ હોવી જોઇએ. પુસ્તકના કાગળ જાડા તેમ જ અક્ષર પણ સાફ ને મોટા હોવાની જરૂર છે.

બાળ સાહિત્યનો વિભાગ ભગિની સમાજ તરફથી મને સોંપવામાં આવ્યો હતો. એટલે આ બધા આદર્શો ધ્યાનમાં રાખી એક નમૂના રૂપ પુસ્તક બહાર પાડવાની મને ઘણા વખતથી ઈચ્છા હતી. નાનાં બાળકોને પ્રિય થઈ પડે એવી વાર્તાઓ શરૂઆતમાં એકત્ર કરવાનું કામ મેં મારાં ફોઇ બહુવિદ્યાબહેનને સોંપ્યું. નાનાં બાળકોમાં બહુ-વિદ્યાબહેન બહુ માનીતાં છે. જ્યારે પણ મારાં નાનાં ભાંડુઓ 'કીકી બહેન વાત કહો' કહે ત્યારે એ વાત કહેવાને તૈયાર જ. એક વાત અનેકવાર કહેવાનો પણ એમને કંટાળો નહિ! એમણે ઉમંગથી આ કામ માથે લીધું ને ઘણી વાર્તાઓ મને મોકલી આપી. તેમાંથી બાર વાર્તાઓ આ પુસ્તકને માટે ચૂંટી કાઢી છે.

પુસ્તકને આકર્ષક બનાવવાનું કામ તો મેં શ્રીયુત રવિશંકર રાવળને જ સોંપ્યું. 'કુમાર'ના વાચકોને તો ખબર છે જ કે બાળ સાહિત્યને માટે એ કેટલી ઊલટ ધરાવે છે. આ પુસ્તકનું કામ એમણે હોંશથી પાર પાડયું છે તે ખાતે એમને પણ ધન્યવાદ. તે ઉપરાંત જેણેજેણે આ કાર્યમાં સહાય કરી છે તેમનો સર્વનો અત્રે આભાર માનું છું.

બાળ ગુજરાત આ પુસ્તકને વધાવી લેશે ને ભવિષ્યમાં આવાં પુસ્તકો પ્રકટ કરવાને ઉત્તેજિત કરશે એવી આશા રાખું છું.

વિજયાદશમી ૧૯૮૨ : મુંબાઈ — હંસા મહેતા

## બીજી આવૃત્તિના બે બોલ

થોડા સમયમાં બીજી આવૃત્તિ બહાર પાડવાનો પ્રસંગ આવ્યો એ આનંદની વાત છે. એક રીતે એથી સિદ્ધ થાય છે કે આપણા બાલ સાહિત્યમાં આવાં પુસ્તકોની કેટલી જરૂર છે. આવાં પુસ્તકોના ખરા ટીકાકારો તો બાળકો જ છે. જે ઉમળકાથી એમણે આ પુસ્તકને વધાવી લીધું છે તેને જ મારા પ્રકાશનનું સાફલ્ય માનું છું.

મિત્રોની સૂચના મુજબ થોડા ફેરફારો કર્યા છે. કિંમત પણ ઘણી ઘટાડી છે. ઉમેદ છે કે એથી બાળકો મોટા પ્રમાણમાં આ પુસ્તકનો લાભ લઈ શકશે.

૩૦-૩-૨૮
૨૩ નેપીઅન સી રોડ મુંબાઇ

**હંસા મહેતા**

## ત્રીજી આવૃત્તિના બે બોલ

ત્રીજી આવૃત્તિને માટે બે બોલની આવશ્યકતા નથી. માત્ર કહેવાનું એટલું જ કે અત્યાર લગણ વિદેશી કાગળ વાપરવામાં આવ્યો હતો; આ નવી આવૃત્તિમાં દેશી કાગળ વાપરવામાં આવ્યો છે. એ કારણથી પુસ્તકના સ્વરૂપમાં ઊણપ આવે એમ હું માનતી નથી; તે છતાં ઊણપ લાગે તો વાચકવર્ગ સમજશે.

તા. ૩૦-૧૦-૩૧

**હંસા મહેતા**

## રંગીન ચિત્રો

# અનુક્રમણિકા



# ઉંદર સાત પૂંછડીઓ

એક હતો ઉંદર. તેને સાત પૂંછડી હતી. ઉંદર મોટો થયો ત્યારે એની માએ એને નિશાળે મૂકયો. નિશાળનાં છોકરાં તો એની સાત પૂંછડી જોઈ ખૂબ હસવા લાગ્યાં, અને 'ઉંદર સાત પૂંછડીઓ, ઉંદર સાત પૂંછડીઓ' એમ બૂમ પાડી એને ખૂબ ચીડવ્યો.

ઉંદર બિચારો રડતો રડતો ઘેર ગયો, ને માને કહ્યું કે 'મા! મા! બધા મને સાત પૂંછડીઓ ઉંદર, સાત પૂંછડીઓ ઉંદર કહી ચીડવે છે.' માએ કહ્યું કે 'બેટા, હજામને ત્યાં

જઈ એક પૂંછડી કપાવી નાખ.' ઉંદરે તો હજામને ત્યાં જઈ એક પૂંછડી કપાવી નાખી.

બીજે દિવસે ઉંદર પાછો નિશાળે ગયો, ત્યાં તો એની છ પૂંછડી જોઈ છોકરાંઓએ ખૂબ તાળી પાડીને 'ઉંદર છ પૂંછડીઓ, ઉંદર છ પૂંછડીઓ' કહી એને ખૂબ સતાવ્યો. ઉંદર પાછો રડતો રડતો ઘેર ગયો ને માને કહે કે 'મા! મા! હવે બધા મને ઉંદર છ પૂંછડીઓ, ઉંદર છ પૂંછડીઓ કહી ચીડવે છે.' માએ કહ્યું કે 'જા, હજામને કહે બીજી એક પૂંછડી કાપી નાખે.'

બીજે દિવસે ઉંદરભાઈ ફરીથી નિશાળે ગયા. જતાં વાર જ બધાં છોકરાં 'ઉંદર પાંચ પૂંછડીઓ, ઉંદર પાંચ પૂંછડીઓ' કહી બૂમ પાડી ઊઠયાં. તે દિવસે પણ ઉંદરે હજામ પાસે એક પૂંછડી કપાવી.

એમ કરતાં કરતાં ઉંદરને તો એક જ પૂંછડી રહી. ઉંદરભાઈ ફરી નિશાળે ગયા. ત્યાં તો 'ઉંદર એક પૂંછડીઓ, ઉંદર એક પૂંછડીઓ' કરતા બધા છોકરા એની આસપાસ ફરી વળ્યા.

ઉંદર તો પાછો રડતો રડતો ઘેર ગયો ને માને કહે કે 'મા મા ! બધા મને ઉંદર એક પૂંછડીઓ, ઉંદર એક પૂંછડીઓ કહી ચીડવે છે.' મા તો ખૂબ ખીજવાઈ, ને કહ્યું કે 'જા, હજામને કહે કે એક પૂંછડી પણ કાપી નાખે.' ઉંદર તો હજામ પાસે ગયો ને એ છેલ્લી પૂંછડી પણ કાપી નખાવી.

બીજે દિવસે ઉંદરભાઈ ખુશ થતા થતા નિશાળે ગયા, કે હવે ક્યાં પૂંછડી રહી છે કે છોકરાઓ મને ચીડવશે? પણ પૂંછડી વિનાના

ઉંદરને જોતાં જ બધાં છોકરાં ખડખડાટ હસી પડ્યાં ને 'ઉંદર બાંડો, ઉંદર બાંડો' કહી એની પાછળ દોડ્યાં. ઉંદર તો દોડતો દોડતો આવી ઘરમાં ભરાઈ ગયો ને બીજે દિવસથી નિશાળે જવાનું છોડી દીધું.





બકરી તારી બહેન ને બકરી તારી મા:
' બકરીબાઈ નથી કહેવાતું ?

# ગોળ કેરી ભીંતરડી
# શેરડી કેરા દાંડા

એક બકરી હતી. તેને બચ્ચાં આવવાનાં હતાં. બકરીને વિચાર આવ્યો કે એક નાનું ઘર હોય તો સારૂં. વિચારમાં ને વિચારમાં એ તો રસ્તા વચ્ચે જઈને બેઠી.

એટલામાં એક ગોળનું ગાડું આવ્યું. ગાડાવાળાએ તો 'બકરી બકરી ઉઠ,' કરીને જોરથી બૂમ પાડી. બકરી કહે કે 'બકરી તારી બહેન ને બકરી તારી મા; બકરીબાઈ નથી કહેવાતું?'

ગાડાવાળાએ કહ્યું કે 'બકરીબાઈ, બકરીબાઈ ઊઠો.' ત્યારે બકરી કહે કે 'મને એક ગોળનું માટલું આપે તો ઊઠું.' ગાડાવાળાએ ગોળનું એક માટલું આપ્યું તે લઈ બકરી ઝાડ નીચે મૂકી

આવી, ને પાછી રસ્તા વચ્ચે આવીને બેઠી.

એટલામાં બીજું ગાડું આવ્યું; તેમાં શેરડીના ભારા ભરેલા. ગાડાવાળાએ તો ઘાંટો પાડીને કહ્યું, 'એઈ બકરી, વચ્ચેથી ઊઠ.' ત્યારે બકરીએ જવાબ આપ્યો કે 'બકરી તારી મા ને બકરી તારી બહેન; બકરીબાઈ નથી કહેવાતું?' ત્યારે ગાડાવાળાએ કહ્યું કે 'બકરીબાઈ બકરીબાઈ, ઊઠો.' બકરી કહે કે 'મને શેરડીનો એક ભારો આપે તો ઊઠું.'

તેની પાસેથી શેરડીનો ભારો લઈ બકરી ઝાડ તળે મૂકી આવી ને પાછી રસ્તા વચ્ચે આવીને બેઠી. ત્યાં કોપરાંનું ગાડું જતું હતું. ગાડાવાળો તો બકરીને વચ્ચે બેઠેલી જોઈને ચીડાયો ને કહે કે 'તારી અક્કલ ગઈ છે બકરી? વચ્ચેથી ઊઠ.' બકરીએ જવાબ દીધો કે 'બકરી

તારી બહેન ને બકરી તારી મા; બકરીબાઈ નથી કહેવાતું?' ગાડાવાળાએ કહ્યું કે 'બકરીબાઈ બકરીબાઈ, ઊઠો.' બકરી કહે કે 'મને કોપરાની વાટીનો એક કોથળો આપે તો ઊઠું.'

કોથળો લઈને બકરી તો ઝાડ નીચે ગઈ. પછી ગોળની ભીંત કરી, શેરડીના થાંભલા બનાવ્યા ને કોપરાની વાટીનાં નળિયાં કરીને બકરીએ તો એક નાનું સરખું ઘર બાંધ્યું.

ત્યાં એને સાત બચ્ચાં આવ્યાં. તેમાંથી એક બચ્ચું કાણિયું હતું. બકરી જ્યારે ચારો ચરવા નીકળી ત્યારે બચ્ચાંને કહે કે 'જોજો હોં, કોઈ બહાર ના નીકળતાં. બારણાં પણ બંધ રાખજો, નહિતર અહીંઆ બાંડિયો ને બુચિયો નામના બે વાઘ રહે છે તે આવીને તમને ખાઈ જશે.'

ત્યારે કાણિયું બચ્ચું કહે કે 'મા મા, તું

આવશે તે અમને શી રીતે ખબર પડશે?' ત્યારે બકરી કહે કે 'હું આવીશ ત્યારે એમ બોલીશ કે

ગોળ કેરી ભીંતરડી, શેરડી કેરા દાંડા;
કોપરીએ ઘર છાયાં, બચ્ચાં બારણાં ઉઘાડજો.

ત્યારે જ તમારે બારણાં ઉઘાડવાં.'

આમ કહી બકરી તો ચરવા ગઈ. જેવી બકરી ચરવા ગઈ કે બાંડિયો બુચિયો આવ્યા ને બારણાં ઠોકયાં, 'બચ્ચાં બચ્ચાં, બારણાં ઉઘાડો.' બચ્ચાંઓએ જાણ્યું કે આ તો બાંડિયો ને બુચિયો



છે, એટલે છાનાંમાનાં પડી રહ્યાં. વાઘ તો થાકીને જતા રહ્યા.

જેવી બકરી ચરીને આવી કે બચ્ચાં બધાં તેને વીંટળાઈ વળ્યાં ને કહ્યું કે 'મા મા, આજે તો બાંડિયો બુચિયો આવેલા, પણ અમે બારણું ના ઉઘાડયાં.' બકરીએ બધાંને શાબાશી આપી.

બીજે દિવસે બકરી પાછી ચારો ચરવા ગઈ ને કહેતી ગઈ કે

'ગોળ કેરી ભીંતરડી, શેરડી કેરા દાંડા;
કોપરીએ ઘર છાયાં, બચ્ચાં બારણાં ઉઘાડજો

એમ કહું તો જ બારણાં ઉઘાડવાં.'

પણ બાંડિયો ને બુચિયો બહાર છુપાઈને ઊભેલા તેમણે આ સાંભળ્યું. એટલે જેવી બકરી થોડે દૂર ગઈ કે તરત એમણે તો બારણાં ઠોક્યાં ને બોલ્યા કે

'ગોળ કેરી ભીંતરડી, શેરડી કેરા દાંડા;
કોપરીએ ઘર છાયાં, બચ્ચાં બારણાં ઉઘાડજો.'

મા આવી જાણીને બચ્ચાં તો દોડયાં. પણ કાણિયું બચ્ચું હોશિયાર હતું. તે કહે કે 'જુઓ, અત્યારમાં કંઈ મા પાછી આવે નહિ; માટે આમાં કંઈક લુચ્ચાઈ છે.' પણ કોઈએ એનું માન્યું નહિ ને બધાં બારણાં ઉઘાડવા દોડયાં.

જેવું બારણું ઊઘડયું કે વાઘ અંદર ધસી આવ્યા. કાણું બચ્ચું તો નાસીને કોઠીમાં ભરાઈ ગયું. બાકીનાં છ યે બચ્ચાંને વાઘ ખાઈ ગયા ને નદીએ પાણી પીવા ગયા.

બકરી ઘેર આવીને જુએ તો ઘરનાં બારણાં ઉઘાડાં! વહેલી વહેલી અંદર દોડી, એટલે કાણું બચ્ચું કોઠીમાંથી નીકળી માને ભેટી પડયું ને કહ્યું કે 'બાંડિયો બુચિયો આવીને બીજાં બધાંને

ખાઈ ગયા.'

બકરી તો રડતી રડતી નદી પર ગઈ. ત્યાં વાઘને જોઈને તે બોલી કે

'ચારો ચરતાં પૂંછડું તૂટજો,
પાણી પીતાં પેટ ફૂટજો.'

આમ કહેતાં જ વાઘનાં પેટ ફાટી ગયાં ને અંદરથી બચ્ચાં નીકળ્યાં. તે દોડતાં દોડતાં આવીને માને વળગી પડ્યાં.



# ચકલાભાઈનું વેર



એક મોચી હતો. તે બેઠો બેઠો રાજાના જોડા સીવતો હતો. એટલામાં એક ચકલો ને એક ચકલી ચીં ચીં કરતાં આવ્યાં. ચકલીએ ઉપરથી હગાર કરી તે બરાબર જોડા પર પડી. આથી મોચી તો એવો ચીડાયો કે તેણે જોરથી જોડો ફેંકયો. તે બરાબર ચકલીને વાગ્યો ને બીચારી મરી ગઈ.

આથી ચકલાને તો બહુ જ ગુસ્સો ચડયો

ને આનું વેર વાળવાનો નિશ્ચય કર્યો. ચકલા-
ભાઈએ તો બરુની ગાડી બનાવી ને એને ચાર
દેડકા જોડયા. તેમાં બેસીને ઠાઠમાં ચકલાભાઈ
મોચીને ઘેર જવા નીકળ્યા.

જતાં જતાં રસ્તામાં છાણનો પોદળો
મળ્યો. તેણે પૂછ્યું, 'ચકલાભાઈ ચકલાભાઈ,
ક્યાં જાઓ છો?' ત્યારે ચકલાએ જવાબ
દીધો કે

'અટક મટક કી ગાડી બનાઈ,
મેડક જોડયા ચાર;
મોચીએ મારી ચલકડી,
ને ચકલાભાઈ વેર વાળવા જાય.'

ત્યારે છાણ કહે કે 'મને પણ સાથે લો. હું
તમને મદદ કરીશ.' ચકલાએ કહ્યું કે 'સારું,
ગાડીમાં બેસી જાઓ.'

પછી આગળ જતાં કબૂતર મળ્યું. તે કહે કે 'ચકલાભાઈ ચકલાભાઈ, ક્યાં જાઓ છો?' ત્યારે ચકલો બોલ્યો કે

'અટક મટક કી ગાડી બનાઈ,
મેડક જોડયા ચાર;
મોચીએ મારી ચલકડી,
ને ચકલાભાઈ વેર વાળવા જાય.'

ત્યારે કબૂતર કહે કે 'મને સાથે લઈ જશો? હું પણ કામ લાગીશ.' ચકલાભાઈ કહે કે 'સારું, તમે પણ બેસી જાઓ.'

આગળ ચાલતાં વીંછી મળ્યો. તેણે પૂછ્યું, 'ચકલાભાઈ ચકલાભાઈ, ક્યાં ચાલ્યા?' ત્યારે ચકલાએ જવાબ દીધો કે

'અટક મટક કી ગાડી બનાઈ,
મેડક જોડયા ચાર;

મોચીએ મારી ચલકડી,
ને ચકલાભાઈ વેર વાળવા જાય.'

ત્યારે વીંછી કહે કે 'મને પણ સાથે લો, હું તો બહુ જ કામ લાગીશ.' ચકલાભાઈ કહે કે 'વારુ, તમે પણ સાથે ચાલો.'

આગળ જતાં કોઈએ રસ્તામાં વટાણા સૂકવેલા તે મળ્યા. વટાણા પૂછે કે 'ચકલાભાઈ ચકલાભાઈ, ક્યાં જાઓ છો?' ત્યારે ચકલો બોલ્યો કે

'અટક મટક કી ગાડી બનાઈ,
મેડક જોડ્યા ચાર;
મોચીએ મારી ચલકડી,
ને ચકલાભાઈ વેર વાળવા જાય.'

વટાણા કહે કે 'મને સાથે લેશો?' ચકલો કહે કે 'સારું, તમે પણ આવી જાઓ.'

પછી આગળ જતાં કાંટાની વાડ આવી. તેણે પૂછ્યું કે 'ચકલાભાઈ ચકલાભાઈ, ક્યાં ચાલ્યા?' ત્યારે ચકલો કહે કે

'અટક મટક કી ગાડી બનાઈ,
મેડક જોડ્યા ચાર;
મોચીએ મારી ચલકડી,
ને ચકલાભાઈ વેર વાળવા જાય.'

કાંટા કહે કે 'અમે પણ સાથે આવીએ.' એટલે એને પણ સાથે ગાડીમાં બેસાડ્યા.

સાંજ પડી ને અંધારું થયું, ત્યાં ચકલાભાઈ મોચીના ઘર આગળ આવી પહોંચ્યા. પછી અંદર જઈને જોયું તો મોચી બહાર ગયો હતો. એટલે ઉમરા પર છાણના પોદળાને રાખ્યો; ઓરડામાં જઈને ગોખલામાં દીવાસળીની પેટી હતી તેમાં વીંછીને બેસાડ્યો;

ચૂલા આગળ રાખમાં કબૂતરને મૂકયું; પાછળ ચોકમાં વટાણા વેર્યા; અને વાડમાં કાંટા મૂકયા.

રાત પડી ને જેવો મોચીએ આવી ઉમરા પર પગ મૂકયો, તેવો જ પગ છાણમાં પડયો ને મોચી લપસી હેઠો પડયો. શરીર પંપાળતો પંપાળતો ઊઠીને જેવો દીવો કરવાને દીવાસળી લેવા જાય છે, ત્યાં પેટીમાંથી વીંછી કરડયો. મોચી તો ચીસ પાડીને નાઠો, ને ચૂલામાંથી દેવતા લઈ દીવો સળગાવવા જાય છે ત્યાં કબૂતરે એવી પાંખ ફફડાવી કે ઊની ઊની રાખ એની આંખમાં ગઈ.

ત્યાંથી આંખ ચોળતો ચોળતો તે ચોકમાં ગયો, તો વટાણા પર પગ પડતાં જ તે સરી પડયો ને તેને ખૂબ વાગ્યું. ત્યાંથી બરાડા પાડતો પાછલે બારણેથી નાસવા ગયો ત્યાં વાડ ઉપર

આવીને પડચો ને ખૂબ કાંટા વાગ્યા. બીચારાને આખી રાત ત્યાં પડી રહેવું પડ્યું.

સવારે ચકલાભાઈએ આવીને કહ્યું કે ‘જો, મારી ચકલી મારી તેનું આ વેર.’

મોચી તેને પગે પડચો ને એક સોનાની ચકલી તેને ભેટ આપી.



# કહોડ કહોડ ચણો આપ

એક નાનો છોકરો કહોડ પાસે બેઠો બેઠો ચણા ખાતો હતો. એટલામાં એક ચણો કહોડ તળે ગબડી પડયો. છોકરાએ કહોડને કહ્યું કે 'કહોડ કહોડ ચણો આપ.' ત્યારે કહોડ કહે કે 'ના, નહિ આપું, નહિ આપું.'

છોકરો તો ખૂબ ગુસ્સે થઈને સુતાર પાસે ગયો ને સુતારને કહે કે 'સુતાર સુતાર, કહોડ ચીર, કહોડ ચીર.' ત્યારે સુતાર કહે કે 'નહિ ચીરું, નહિ ચીરું.'



એટલે તો છોકરો રાજા પાસે ગયો ને કહે કે 'રાજા રાજા, સુતાર દંડ, સુતાર દંડ.' ત્યારે રાજા કહે કે 'નહિ દંડું, નહિ દંડું.'



ત્યાંથી છોકરો રાણીના મહેલમાં દોડયો અને રાણીને કહે કે 'રાણી રાણી, રાજા સાથે રૂસણાં લો, રૂસણાં લો.' ત્યારે રાણી કહે કે 'હું રૂસણાં નહિ લઉં, નહિ લઉં.'



એટલે છોકરો તો ઉંદર પાસે ગયો ને કહે કે 'ઉંદર ઉંદર, રાણીનાં કપડાં કરડ, કપડાં કરડ.' ત્યારે ઉંદર કહે કે 'હું કપડાં નહિ કરડું, નહિ કરડું.'



છોકરો તો ત્યાંથી ગયો બિલાડી પાસે, ને કહે કે 'બિલ્લી બિલ્લી, ઉંદરને માર, ઉંદરને માર.' ત્યારે

બિલાડી કહે કે 'હું નહિ મારું, નહિ મારું.'

પછી છોકરો તો કુતરા પાસે ગયો ને કહે કે 'કુત્તા કુત્તા, બિલ્લીને માર, બિલ્લીને માર.' ત્યારે કુતરો કહે કે 'હું નહિ મારું, નહિ મારું.'

છોકરો તો પછી વાઘ પાસે ગયો ને કહે કે



'વાઘ વાઘ, કુત્તાને માર, કુત્તાને માર.' ત્યારે વાઘે જવાબ દીધો કે 'હું નહિ મારું, નહિ મારું.'

એટલે છોકરો ગયો હાથી પાસે, ને કહે કે 'હાથી હાથી, વાઘને માર, વાઘને માર.' ત્યારે હાથી કહે કે 'હું તો નહિ મારું, નહિ મારું.'

છેવટે છોકરો મગતરા પાસે ગયો ને કહે કે 'મગતરા મગતરા, હાથીના કાનમાં પેસ,



કાનમાં પેસ.' ત્યારે મગતરું કહે કે 'હું તો હાથીના કાનમાં નહિ પેસું, નહિ પેસું.'

છોકરો તો હવે ખૂબ ખીજવાઈ ગયો. તેણે મગતરાને કહ્યું કે 'ઊભું રહે! હાથીના કાનમાં પેસે છે કે નહિ? નહિતર તને ચીમળી જ નાખીશ.' મગતરું બીચારું ગભરાયું ને કહે કે 'મને કોઈ ચોળશો ના, કરશો ના; હું હાથીના

કાનમાં પેસું છું, પેસું છું.' આમ કહી મગતરું જેવું હાથીના કાનમાં પેસવા જાય છે કે હાથી પણ ગભરાયો ને કહ્યું કે 'મારા કાનમાં કોઈ પેસશો ના, કરશો ના; હું વાઘ મારું છું, મારું છું.'

વાઘે આ સાંભળ્યું એટલે દોડતો આવીને કહે કે 'મને કોઈ મારશો ના, કરશો ના; હું કુત્તાને મારું છું, મારું છું.' કુતરો કહે કે 'ભાઈ મને કોઈ મારશો ના, કરશો ના; હું બિલ્લી મારું છું, મારું છું.' બિલાડીબાઈ પણ ગભરાયાં ને કહે કે 'મને કોઈ મારશો ના, કરશો ના; હું ઉંદર મારું છું, મારું છું.'

આ સાંભળીને ઉંદર પણ દોડતો દોડતો આવીને કહે કે 'મને કોઈ મારશો ના, કરશો ના; હું રાણીનાં કપડાં કરડું છું, કરડું છું.' એમ કહી એ તો રાણીનાં કપડાં કરડવા ચાલ્યો.

ત્યાં તો રાણી કહે કે 'મારાં કપડાં કોઈ કરડશો ના, કરશો ના; હું રાજા સાથે રૂસણાં લઉં છું, લઉં છું.' રાજાએ આ સાંભળ્યું એટલે કહે કે 'મારી સાથે કોઈ રૂસણાં લેશો ના, કરશો ના; હું સુતાર દંડું છું, દંડું છું.' સુતાર કહે કે 'મને કોઈ દંડશો ના, કરશો ના; હું કહોડ ચીરું છું, ચીરું છું.'

સુતારે તરત જઈને કહોડ ચીર્યાં એટલે અંદરથી ચણો નીકળ્યો. તે લઈ છોકરો ખુશ થતો થતો ઘેર ગયો.



# કીડીબાઇ કીડીબાઇ ક્યાં ચાલ્યાં?

એક હતી કીડી. તેણે પરણવાનો વિચાર કર્યો ને વર ખોળવા ચાલી. રસ્તામાં એક વડનું ઝાડ મળ્યું. તે પૂછે કે 'કીડીબાઈ, કીડીબાઈ, ક્યાં ચાલ્યાં?'



કીડીએ જવાબ દીધો કે 'પરણવા.' વડ કહે કે 'મને નહિ પરણો?' ત્યારે કીડીએ કહ્યું કે 'મને શું ખવડાવીશ, મને શું પીવડાવીશ ને મને શું ઓઢાડીશ?' વડે જવાબ આપ્યો કે 'મારા પાકા પાકા ટેટા તમને ખવડાવીશ, મારાં પાતરાંમાં વરસાદનું પાણી ઝીલાયું હશે તે તમને પીવડાવીશ, ને મારાં કુમળાં કુમળાં

પાંદડાં તમને પહેરાવીશ.' ત્યારે કીડી કહે કે 'ના રે બા, તને તે કોણ પરણે?'

પછી આગળ જતાં એક પીપળાનું ઝાડ મળ્યું. તેણે પૂછ્યું કે 'કીડીબાઈ, કીડીબાઈ, ક્યાં ચાલ્યાં?' ત્યારે કીડી કહે કે 'પરણવા.'



પીપળો પૂછે કે 'મને નહિ પરણો?' ત્યારે કીડી કહે કે 'મને શું ખવડાવીશ, મને શું પીવડાવીશ ને મને શું ઓઢાડીશ?' ત્યારે પીપળો કહે કે 'મારા ટેટા તમને ખવડાવીશ, મારાં પાતરાંમાં ઝીલાએલું વરસાદનું મીઠું પાણી પાઈશ, મારાં લીલાંછમ જેવાં પાંદડાં પહેરાવીશ ને મારી ટોચ પર બેસાડી તમને મજા કરાવીશ.' ત્યારે

કીડી કહે કે ' ના રે બા, તને તે કોણ પરણે ?'

આગળ જતાં એક પાડો મળ્યો. તે કહે કે ' કીડીબાઈ, કીડીબાઈ, ક્યાં ચાલ્યાં ?' કીડી



કહે કે 'પરણવા.' પાડાએ પૂછ્યું કે ' મને નહિ પરણો ?' ત્યારે કીડી કહે કે ' તું મને શું ખવડાવીશ, શું પીવડાવીશ ને શું ઓઢાડીશ?'

પાડો કહે કે 'હું ચરું છું તે લીલું લીલું ઘાસ તમને ખવડાવીશ, મારી પખાલનું પાણી તમને

પાઈશ ને મારી પીઠ પર બેસાડી બધે ફેરવીશ.' કીડી કહે કે 'જા જા, તને તે કોણ પરણે?'

આગળ જતાં એક મોર મળ્યો. તે પૂછે કે 'કીડીબાઈ, કીડીબાઈ, ક્યાં ચાલ્યાં?' ત્યારે કીડી કહે કે 'પરણવા.' મોર



પૂછે કે 'મને નહિ પરણો?' કીડી કહે કે 'મને શું ખવડાવીશ, મને શું પીવડાવીશ ને મને શું ઓઢાડીશ?'

મોર કહે કે 'મારો મોતીનો ચારો તમને ખવડાવીશ, મારાં સુંદર પીછાં પહેરાવીશ ને આખા જંગલમાં ફેરવી આનંદ કરાવીશ.' કીડી કહે કે 'ના રે બા, તને તે કોણ પરણે?'

કીડી તો નિરાશ થતી આગળ ચાલી, ત્યાં એક ઉંદર મળ્યો. તે પૂછે 'કીડીબાઈ, કીડીબાઈ, ક્યાં ચાલ્યાં?' કીડી કહે કે 'પરણવા.' ઉંદર પૂછે કે 'મને નહિ પરણો?' કીડી કહે કે 'મને શું ખવડાવીશ, મને શું પીવડાવીશ, મને શું ઓઢાડીશ ને મને શું પહેરાવીશ? તે કહે પછી પરણું.'

ત્યારે ઉંદર કહે કે 'તમે કહો તે ખવડાવું. કંદોઈને ત્યાંની તાજી તાજી મીઠાઈ કહો તો તે, પકવાન કહો તો તે; રાણી પહેરે એ સુંદર કપડાં તમને પહેરાવીશ, તમને જ્યાં જવું હશે ત્યાં લઈ જઈશ.' કીડીબાઈનું મન તો સારું સારું ખાવાનું ને સારું સારું ઓઢવાનું મળશે જાણી લલચાઈ ગયું ને ઉંદર સાથે પરણ્યાં.

ઉંદર તો રોજ નવી નવી મીઠાઈ લાવે. કોઈ દહાડો જલેબી તો કોઈ દહાડો લાડુ; કોઈ

દહાડો બરફી તો કોઈ દહાડો પેંડા. ખાસ રાજ-મહેલમાં જઈ રાણીના પટારામાંથી નવાં નવાં કપડાં કરડી લાવે. કીડીબાઈ તો આ પ્રમાણે દરરોજ મજા ઉડાવે.

પણ રાણીનાં કપડાં બહુ કરડાવા લાગ્યાં ત્યારે ત્યાં એક કોળવાઈ મૂકી. તેમાં એક દિવસ ઉંદરભાઈ સપડાઈ ગયા.

ઘેર કીડીબાઈ રાહ જુએ, પણ ઉંદર આવે જ શેનો ? એટલે કીડીએ તો રડવા માંડ્યું કે

'વડને ના ગઈ, પીપળાને ના ગઈ,
પાણી પીતા પાડાને ના ગઈ,
મોતી ચરતા મોરને ના ગઈ,
ચૂ ઉંદરભાઈ ચૂ.'

કીડીબાઈ તો પાછાં હતાં તેવાં એકલાં થઈ રહ્યાં.

# ચલ રે તૂંબડા તડૂક તડૂક

એક હતાં ડોશીમા. તે બીચારાં એકલાં રહેતાં, એટલે દરરોજ ઘરનું કામ કરીને થાકી જાય. ડોશીમાએ વિચાર કર્યો કે લાવ મારી દીકરીને ઘેર સાત આઠ દિવસ રહી આવું.

ડોશીમા તો હાથમાં લાકડી લઈને દીકરીને ઘેર જવા નીકળ્યાં. ત્યાં રસ્તામાં એક મોટો વાંદરો મળ્યો. વાંદરો ડોશીમા પાસે આવીને કહે કે 'ડોશી, ડોશી, તને ખાઉં !' ડોશીએ જાણ્યું કે જો જરા પણ બીક બતાવીશ તો





વાંદરો મને ખાઈ જશે. એટલે એમણે તો તરત જ જવાબ આપ્યો કે 'ભાઈ, હમણાં મને ખાશે

તો તેમાં તને શું મળશે? ફક્ત ચામડી ને હાડકાં જ ને? મને મારી દીકરીને ઘેર જવા દે, વાલ ને રોટલો ખાવા દે, તાજી માજી થવા દે, પછી મને ખા.'

વાંદરો કહે કે 'બહુ સારું. પણ તમે પાછાં ક્યારે આવશો?' ડોશી કહે કે 'આઠ દિવસ પછી.' એટલું કહીને ડોશી તો ચાલ્યાં.

આગળ જતાં રસ્તે એક રીંછ મળ્યું. તેણે કહ્યું, 'ડોશી, ડોશી, તને ખાઉં!' ત્યારે ડોશી કહે કે 'ભાઈ, હમણાં ખાઈશ તો ચામડી ને હાડકાં મળશે. મને મારી દીકરીને ઘેર જવા દે, વાલ ને રોટલો ખાવા દે, તાજી માજી થવા દે, પછી મને ખા.' ત્યારે રીંછ કહે કે 'બહુ સારું. પણ જલદી આવજો.' ડોશીએ તો એને પણ આઠ દિવસનો વાયદો કર્યો.

પછી આગળ ચાલતાં ડોશીને એક વરુ મળ્યું. તે કહે કે 'ડોશી ડોશી, તને ખાઉં!' ત્યારે ડોશી કહે કે 'ભાઈ, હમણાં ખાઈશ તો ચામડી ને હાડકાં મળશે. મને દીકરીને ઘેર જવા દે, વાલ ને રોટલો ખાવા દે, તાજી માજી થવા દે, પછી મને ખા.' ત્યારે વરુ કહે કે 'બહુ સારું. પણ મને ભૂખ બહુ લાગી છે, માટે જલદી આવજો.' ડોશી કહે કે 'જરૂર આઠમે દિવસે આવીશ.'

પછી આગળ જતાં મળ્યો વાઘ. તે કહે કે 'ડોશી ડોશી, તને ખાઉં!' ત્યારે ડોશી કહે કે 'બાપુ, હમણાં ખાઈશ તો ચામડી ને હાડકાં મળશે. મને દીકરીને ઘેર જવા દે, વાલ ને રોટલો ખાવા દે, તાજી માજી થવા દે, પછી મને ખા.' વાઘ કહે કે 'સારું. પણ પાછાં ક્યારે

આવશો ?' ડોશી કહે કે 'આઠમે દિવસે.'

પછી ડોશીમા દીકરીને ઘેર પહોંચ્યાં. દીકરીએ તો ડોશીમાને બહુ સારો આવકાર આપ્યો ને ખૂબ સારી બરદાસ કરવા માંડી. ડોશીમાને દરરોજ ઊના પાણીએ નવડાવે ને સારું સારું ખવડાવે. આઠ દિવસની અંદર તો ડોશીમા તાજાં માજા થઈ ગયાં.

પછી ડોશીને લાગ્યું કે હવે ઘેર નહિ જાઉં તો બધાં જનાવરો અહીં આવશે ને મારી દીકરીને હેરાન કરશે. એટલે ડોશીમા તો ઘેર જવા તૈયાર થયાં. દીકરીએ બહુ સમજાવ્યાં કે રહો. પણ ડોશી કહે કે 'રસ્તામાં મને બધાં જનાવરો મળ્યાં હતાં તેમને આઠ દિવસનો વાયદો દઈને આવી છું. જો હું નહિ જાઉં તો અહીં આવશે.'



ત્યારે દીકરી કહે કે 'એમ કરો;
આ તૂંબડામાં બેસીને જાઓ,
એટલે કોઈને ખબર નહિ પડે.'

ડોશી તો તૂંબડામાં બેઠાં
ને તૂંબડું ગબડવા માંડ્યું.

જતાં જતાં રસ્તામાં વાઘ મળ્યો. તેને થયું કે આ ગોળમટોળ ગબડતું ગબડતું શું આવે છે? આઠ દિવસ થયા એટલે જરૂર એમાં પેલી ડોશી હોવી જોઈએ. તેણે બરાડ પાડી કે 'ડોશી ડોશી, તને ખાઉં!'

એ સાંભળીને તૂંબડામાંથી ડોશી બોલી ઊઠ્યાં કે 'ડોશી કેસી, વાત કેસી, ચલ રે તૂંબડા તડૂક તડૂક!' એટલે તો તૂંબડું તડૂક તડૂક કૂદતું આગળ દોડ્યું. વાઘે જાણ્યું કે અંદરથી અવાજ તો ડોશીના જેવો જ આવે છે. એટલે

એ પણ પાછળ દોડયો.

તૂંબડું આગળ ચાલ્યું ત્યાં રસ્તામાં વરુ મળ્યું. તેણે આઘેથી તૂંબડાને આવતું જોયું એટલે એને પણ થયું કે એ ડોશી જ હોવી જોઈએ. એટલે કહે કે 'ડોશી ડોશી તને ખાઉં !' ત્યારે ડોશીએ અંદરથી જવાબ દીધો કે 'ડોશી કેસી, વાત કેસી, ચલરે તૂંબડા તડૂક તડૂક !' તૂંબડું તો તડૂક તડૂક કરતું આગળ દોડયું ને તેની પાછળ વરુ પણ દોડયું.

આગળ જતાં મળ્યું રીંછ. તેણે પણ તૂંબડા-માં ડોશી છે એમ જાણી બૂમ પાડી કે 'ડોશી ડોશી, તને ખાઉં !' તરત ડોશી અંદરથી બોલી કે 'ડોશી કેસી, વાત કેસી, ચલ રે તૂંબડા તડૂક તડૂક!' અને તૂંબડું તો ખૂબ વધારે જોરથી દોડવા લાગ્યું. રીંછે ડોશીનો અવાજ ઓળખ્યો

એટલે એ પણ એની પાછળ દોડ્યું.

આગળ જતાં વાંદરો મળ્યો. એણે આઘેથી તૂંબડું આવતું જોયું ને પાછળ વાઘ, વરુ ને રીંછને આવતા જોયા, એટલે તરત જ એને લાગ્યું કે



એમાં ડોશી હશે. તેથી એ પણ રસ્તા વચ્ચે જઈ બેઠો ને તૂંબડું પાસે આવ્યું એટલે એને અટકાવી બોલ્યો, 'ડોશી ડોશી, તને ખાઉં!'

ડોશીમા અંદરથી બોલ્યાં કે 'ડોશી કેસી, વાત કેસી, ચલ રે તૂંબડા તડૂક તડૂક!' પણ વાંદરાએ તો તૂંબડાને બે હાથે પકડી રાખેલું એટલે તૂંબડાથી આગળ જવાયું નહિ. એટલા-

માં તો વાઘ, વરુ ને રીંછ પણ આવી પહોંચ્યાં.

ડોશીએ જાણ્યું કે હવે અક્કલ નહિ વાપરૂં તો બધા મને જરૂર ખાઈ જશે. એટલે એણે થોડી વાર વિચાર કરીને કહ્યું કે 'જુઓ, તમારા ચારમાંથી મારું માથું કોણ ખાશે, હાથ કોણ ખાશે, પગ કોણ ખાશે, એ નક્કી કરો; પછી હું બહાર નીકળું.' વાઘ, વરુ, રીંછ ને વાંદરો ચારે ય માંહોમાંહ્ય નક્કી કરવા લાગ્યા. એક કહે કે હું માથું ખાઉં તો બીજો કહે કે હું માથું ખાઉં. એમ કરતાં બધા ખૂબ તકરાર પર ચડી ગયા અને છેવટે મારામારી પર આવ્યા.

ડોશીએ આ લાગ જોઈને તૂંબડું આગળ દોડાવ્યું. તડૂક તડૂક કરતું તૂંબડું ડોશીને ઘેર પહોંચી ગયું ને વાઘ, વરુ, રીંછ ને વાંદરો ત્યાં લડતાં જ રહ્યા.



# ખાઉં કોઠીમડું બડુક! બડુક!

એક હતો કાગડો. તે ઊડતો ઊડતો એક ડોશીની અગાસીમાં જઈ બેઠો. ત્યાં કોઠીમડાંની કાચરી સૂકવી હતી. કાગડાને તે ખાવાનું મન થયું એટલે એણે તો જઈ એના પર ચાંચ મારી.

ડોશી ત્યાં સાચવવા બેઠી હતી. તેણે બૂમ પાડી, 'ઊભો રહે ચોર, તારી ગંદી ચાંચથી મારાં કોઠીમડાં અભડાશે. તારી ચાંચ ધોઈ આવ; પછી કોઠીમડું ખાવું હોય તો ખા.' કાગડો કહે કે 'ચાંચ ધોવાને માટે પાણી ક્યાંથી લાવું?' ત્યારે ડોશી કહે કે 'જા કુવામાંથી પાણી લાવીને ધો.'

કાગડો તો કોઠીમડું ખાવાની લાલચે કૂવા પાસે ગયો ને બોલ્યો કે

'કૂવા દેવા, કૂવા દેવા,
આપો પાણીલાં, ધોઉં ચંચુડિયાં;
ખાઉં કોઠીમડાં, બડુક બડુક !'

એટલે કૂવો કહે કે 'મૂરખ, ઘડો લાવે ત્યારે પાણી આપું ને ?'

કાગડો તો એ સાંભળીને ઊડયો કુંભાર પાસે ને કહે કે

'કુંભાર દેવા, કુંભાર દેવા,
આપો ઘડુલાં, કાઢું પાણીલાં,
ધોઉં ચંચુડિયાં, ખાઉં કોઠીમડાં,
બડુક બડુક !'

ત્યારે કુંભાર કહે કે 'ઘડો શેનાથી બનાવું ? માટી લાવ.'

એટલે કાગડો તો ભોંય પાસે ગયો ને કહે કે

'ભોંય દેવી, ભોંય દેવી,
આપો માટીલાં, આપું કુંભારને;
ઘડે ઘડુલાં, કાઢું પાણીલાં,
ધોઉં ચંચુડિયાં, ખાઉં કોઠીમડાં,
બડુક બડુક!'

ત્યારે ભોંય કહે કે 'જા, હરણનું શીંગડું લઈ આવ ને તે વતી માટી ખોદી લે.'

કાગડો તો ઊડતો ઊડતો ગયો હરણ પાસે ને કહે કે

'હરણ દેવા, હરણ દેવા,
આપો શીંગોટી, ખોદું માટીલાં,
આપું કુંભારને, ઘડે ઘડુલાં,
કાઢું પાણીલાં, ધોઉં ચંચુડિયાં,
ખાઉં કોઠીમડાં, બડુક બડુક!'

ત્યારે હરણ કહે કે 'ભલા માણસ, મારું શીંગડું હું જાતે કેમ કરીને તોડી આપું? તું કુતરાને કહે. તે મને મારી નાખે, પછી તું મારું શીંગડું કાઢી લેજે.'

એટલે કાગડો તો ગયો કુતરા પાસે ને કુતરાને કહે કે



'કુત્તાદેવા, કુત્તાદેવા,
મારો હરણને,
કાઢું શીંગોટી,
ખોદું માટીલાં, આપું કુંભારને,
ઘડે ઘડુલાં, કાઢું પાણીલાં,
ધોઉં ચંચુડિયાં, ખાઉં કોઠીમડાં,
બડુક બડુક!'

ત્યારે કુતરો કહે કે 'હું છું ભૂખ્યો; ને હરણ

તો કેટલું દોડે! એને પકડવાને મારામાં જોર જોઈએ ને? માટે મારે વાસ્તે દૂધ લઈ આવ. દૂધ પીને હું હરણને મારીશ.'

એટલે કાગડો તો ગાય પાસે ગયો ને કહે કે

'ગાય દેવી, ગાય દેવી,
આપો દૂધલ્લી, પાઉં કુત્તાને,
થાયે મતવાલો, મારે હરણને,
કાઢું શીંગોટી, ખોદું માટીલાં,
આપું કુંભારને, ઘડે ઘડુલાં,
કાઢું પાણીલાં, ધોઉં ચંચુડિયાં,
ખાઉં કોઠીમડાં, બડુક બડુક!'

ત્યારે ગાય કહે કે 'હું ઘાસ ખાઈશ ત્યારે મને દૂધ આવશે; માટે ઘાસ લઈ આવ.'

કાગડો તો ત્યાંથી ઊડીને ગયો ઘાસ પાસે, ને કહે કે

'ઘાસ દેવા, ઘાસ દેવા,
આપો ઘાસલ્લી, આપું ગાવલ્લી,
આપે દૂધલ્લી, પાઉં કુત્તાને,
થાયે મતવાલો, મારે હરણને,
કાઢું શીંગોટી, ખોદું માટીલાં,
આપું કુંભારને, ઘડે ઘડુલાં,
કાઢું પાણીલાં, ધોઉં ચંચુડિયાં,
ખાઉં કોઠીમડાં, બડુક બડુક!'

ઘાસ કહે કે 'એમ કાપ્યા વિના કેવી રીતે લઈ જઈશ? તું દાતરડું લઈ આવ ને કાપી લે.'

એટલે કાગડો તો ગયો લુહાર પાસે ને કહે કે

'લુહાર દેવા, લુહાર દેવા,
આપો દાતરડું, કાપું ઘાસલ્લી,
આપું ગાવલ્લી, આપે દૂધલ્લી,
પાઉં કુત્તાને, થાયે મતવાલો,

મારે હરણને, કાઢું શીંગોટી,
ખોદું માટીલાં, આપું કુંભારને,
ઘડે ઘડુલાં, કાઢું પાણીલાં,
ધોઉં ચંચુડિયાં, ખાઉં કોઠીમડાં,
બડુક બડુક!'

લુહાર કહે કે 'કાગડાભાઈ, તમારે હાથ તો નથી ને આવું ભારે દાતરડું ઊચકશો કેવી રીતે?' ત્યારે કાગડો કહે કે 'મારી ડોક પર મૂકો.' લુહારે બહુ ના કહી, પણ કાગડે માન્યું નહિ. આખરે લુહારે દાતરડું એની ડોક પર મૂક્યું.

પણ જેવો કાગડો ઊડવા જાય છે કે તરત દાતરડાની ધાર એને જોરથી વાગી ને એનું ડોકું કપાઈ ગયું!





# વાંદરાનું કાળજું



એક નદીને કિનારે એક મોટું જાંબુનું ઝાડ હતું. એ ઝાડ પર એક વાંદરો રહે. એ તો રોજ ઝાડ પરનાં મીઠાંમીઠાં જાંબુ ખાય, નદીનું સ્વચ્છ પાણી પીએ ને આનંદ કરે.એ નદીમાં એક મગર રહેતો હતો. વાંદરાને આમ મોજ કરતો જોઈ મગરને એની સાથે દોસ્તી કરવાનું મન થયું.

એક દિવસ કાંઠે આવીને મગર વાંદરાને કહે કે 'તમે એકલા એકલા આનંદ કરો છો,

તે કરતાં આવો આપણે સાથે મજા કરીએ.' વાંદરો કહે કે 'તું મને મારી નાખે તો?' મગર કહે કે 'ના રે ના; એમ તે કંઈ બને? આપણે બંને તો દોસ્ત થઈશું.' પછી તો મગર રોજ પાણીની બહાર આવે ને વાંદરો ઝાડ પરથી નીચે ઊતરે, અને બંને ખાઈ પી ગમ્મત કરે.

એક દિવસ વાંદરો ઝાડ પરથી ખૂબ પાકાં પાકાં જાંબુ લાવ્યો ને મગરને આપ્યાં. મગરે એક બે પોતે ખાધાં ને બીજાં એની મગરી માટે લઈ ગયો. મગરી તો મીઠાં મીઠાં જાંબુ ખાઈ ખુશ ખુશ થઈ ગઈ, અને મગરને કહે કે 'આ જાંબુ આવાં મીઠાં છે, ત્યારે જે હમેશાં આ ફળ ખાતો હશે તેનું કાળજું કેટલું બધું મીઠું હશે! માટે તમે એ વાંદરાને મારી નાખો ને એનું કાળજું મારે માટે લઈ આવો.'

મગરે તો મગરીને બહુ સમજાવી, ને કહ્યું કે 'તારે માટે હું દરરોજ મીઠાં જાંબુ લાવીશ; પણ મારા મિત્ર વાંદરાને તો મારાથી કેમ મરાય?' પણ મગરી એકની બે થઈ નહિ ને હઠ લઈને બેઠી. ખાય નહિ પીએ નહિ. આખરે મગર બીચારો થાકયો ને વાંદરાને કોઈ પણ બહાને મારી નાખવાનો નિશ્ચય કર્યો.

બીજે દહાડે દરરોજના નિયમ પ્રમાણે બંને મિત્રો નદી કિનારે સુખદુ:ખની વાતો કરતા બેઠા હતા, ત્યાં મગર વાંદરાને કહે કે 'વાંદરા-ભાઈ વાંદરાભાઈ, આપણે આટલા દિવસ થયાં દોસ્તી છે, પણ તમે એકેય દિવસ મારે ઘેર નથી આવ્યા. માટે આજ તો ચાલો. મારી મગરી તમને મળવાને બહુ જ આતુર છે. તમારે જરૂર આવવું પડશે.'

વાંદરો કહે કે 'મગરભાઈ, હું તો જમીન ઉપર રહેનારો. મને પાણીમાં તરતાં કેમ આવડે?' મગર કહે કે 'એમાં શું? મારી પીઠ પર સવાર થઈ જાઓ.' વાંદરો તો મગરની પીઠ પર બેઠો ને મગરે પાણીમાં તરવા માંડ્યું.



થોડે દૂર ગયા ત્યાં વાંદરાએ મગરને રડતો જોયો. વાંદરો પૂછે કે 'મગરભાઈ, મગરભાઈ,

કેમ રડો છો?' ત્યારે મગર કહે કે 'ભાઈ, મારી મગરીને તારું કાળજું ખાવું છે, માટે તને હું ત્યાં લઈ જાઉં છું. એણે તો હઠ પકડી છે. ત્યાં પહોંચીશું એટલે એ તને મારી નાખશે. એટલા માટે હું રડું છું.'

વાંદરો આ સાંભળીને મનમાં તો ગભરાયો, પણ બહાર જણાવ્યું નહિ. મગરની વાત પૂરી થતાં એ તો ખડખડ હસી પડ્યો. મગર પૂછે કે 'કેમ ભાઈ હસો છો? તમને મરવાની બીક નથી?' વાંદરો કહે કે 'ભલા માણસ, તેં મને પહેલેથી કેમ ના કહ્યું? કાળજું તો હું ઝાડ પર મૂકી આવ્યો છું. પાછો કિનારે લઈ જા એટલે હું લઈ આવું.'

વાંદરાની આ યુક્તિથી મગર ભોળવાયો ને વાંદરાને કિનારા તરફ લઈ જવા માંડ્યો.

જેવો કિનારો થોડે દૂર રહ્યો કે વાંદરો છલંગ મારીને ઝાડ પર ચડી ગયો. ત્યાંથી તે મગરને કહે કે 'અરે મૂરખ, કાળજાં તે વળી ઝાડ પર હોય? મેં આ યુક્તિ ન કરી હોત તો મારું તો આવી જ બન્યું હતું ને? આજથી આપણી દોસ્તી તૂટી. જા, તારી મગરીને કહેજે કે એના નસીબમાં કાળજું યે નથી ને મીઠાં જાંબુ યે નથી. માત્ર ઠળિયા જ છે.'

મગર નિરાશ થઈને ઘેર ગયો.



# કુકડાનું પરાક્રમ

એક હતી ડોશી. તે બહુ જ ગરીબ હતી. ઘરમાં ખાવા પીવાના પણ સાંસા. એક દિવસ તો આખા ઘરમાં અન્નનો એક દાણો પણ ન મળે; ને ભૂખ તો કકડીને લાગી હતી.

ડોશી પાસે એક કુકડો હતો. ડોશીને વિચાર આવ્યો કે લાવ, આ કુકડાને મારીને ખાઉં. પણ કુકડાને પકડીને જયાં મારવા જાય ત્યાં તો અવાજ આવ્યો કે 'ડોશીમા, મને મારો નહિ; હું તમને બહુ કામ લાગીશ.'

કુકડાને માણસની માફક બોલતો સાંભળી ડોશી પહેલાં તો ગભરાઇ ગઈ. પણ પછી હિંમત ધરીને કહે કે 'અલ્યા, મને તો લાગી છે કકડીને ભૂખ; અને ખાવાનું જોઈએ છે. માટે તને માર્યા વિના છૂટકો જ નથી.' ત્યારે કુકડો

કહે કે 'મને લઈને તમે મોદીને ત્યાં જાઓ. ત્યાં જઈને કહેજો કે આ કુકડાના કાનમાં માય એટલું અનાજ આપો.'

ડોશી તો કુકડાને લઈ મોદીની દુકાને ગઈ ને કહે કે 'ભાઈ, હું ઘણા દહાડાની ભૂખી છું. મને ફક્ત આ કુકડાના કાનમાં માય એટલું તો અનાજ આપો.' મોદીએ તો આ સાંભળીને હસવા માંડ્યું ને કહે કે 'એટલા ચારપાંચ દાણાથી તારું પેટ ભરાશે?' ડોશી કહે કે 'એટલું આપો તો યે ઘણું છે.'

મોદીએ તો એના નોકરને હુકમ આપ્યો કે આ કુકડાનો કાન ભરાય એટલા ઘઉં ડોશીને આપો. નોકર એક ગુણ ઊંચકી લાવ્યો ને તેમાંથી થોડા દાણા કુકડાના કાનમાં ભર્યા. પણ તેથી કંઈ કાન ભરાયો નહિ. એટલે એણે

થોડા વધારે દાણા નાખ્યા. એમ કરતાં કરતાં આખી ગુણ ઠાલવી ત્યારે જ કાન ભરાયો.

પછી કુકડાને લઈને ડોશી ઘેર ગઈ. ત્યાં ઓરડામાં જઈને કુકડો ખૂબ નાચ્યો એટલે બધા ઘઉં કાનમાંથી બહાર નીકળી પડયા ને ડોશીની



એક કોઠી ભરાઈ ગઈ. ત્યાંથી તેઓ બીજા

મોદીને ત્યાં ગયાં ને એવી જ રીતે કુકડો કાનમાં ચોખા ભરી લાવ્યો. પછી થોડા દાણા આપી ડોશી ઘી, તેલ ને શાકભાજી લઈ આવી ને જમવાનું કરી પેટ ભરીને ખાધું.

થોડા દિવસ પછી કુકડો ડોશીને કહે કે 'ડોશીમા ડોશીમા, હું તો જાઉં છું.' ડોશી કહે 'ક્યાં જાય છે?' કુકડો કહે કે 'રાજાની છોકરીને પરણવા.' ડોશી કહે કે 'મેર અકર્મી! રાજાની છોકરી તે વળી તને પરણે?' કુકડો કહે કે 'જોજો તો ખરાં.'

આટલું કહી કુકડો તો શહેર તરફ જવા નીકળ્યો. જતાંજતાં રસ્તામાં એક નદી આવી. તે કહે કે 'કુકડાભાઈ, ક્યાં ચાલ્યા?' ત્યારે કુકડો કહે કે 'રાજાની છોકરીને પરણવા.' નદી કહે કે 'વાહ વાહ, તમારાથી એકલા તે જવાય? મને

પણ સાથે લો.' કુકડો કહે કે 'બહુ સારું, મારા કાનમાં પેસ.' નદી તો એના કાનમાં પેસી ગઈ.

આગળ જતાં જંગલમાં થોડા સાપ મળ્યા. તે પૂછે કે 'કુકડાભાઈ, ક્યાં ચાલ્યા?' કુકડો કહે કે 'રાજાની છોકરીને પરણવા.' ત્યારે સાપ કહે કે 'અમને પણ તમારી જાનમાં સાથે લઈ જાઓ.' કુકડો કહે કે 'બહુ સારું, તમે પણ મારા કાનમાં પેસી જાઓ.' એમ કહી બીજો કાન ધર્યો, એટલે બધા સાપ તેમાં પેસી ગયા.

પછી કુકડો શહેરમાં પહોંચ્યો. ત્યાં રાજાના મહેલ આગળ જઈને એક ઝાડ પર બેઠો. સવાર પડ્યું એટલે એણે તો 'કુકરે કુ, રાજાની છોકરીને હું પરણું.' કરીને બૂમ પાડવા માંડી. રાજાના સિપાઈઓએ આ સાંભળ્યું એટલે એમણે કુકડાને ત્યાંથી હાંકી કાઢ્યો. બીજે દિવસે

કુકડાએ ત્યાં જઈ બીજા ઝાડ પરથી બૂમ પાડી કે 'કુકરે કુ, રાજાની છોકરીને હું પરણું.' સિપાઈ-ઓએ ત્યાંથી પણ એને હાંકી કાઢચો.

એમ કરતાં કરતાં રાજાને કાને વાત આવી. બીજે દહાડે સવાર પડ્યું એટલે રાજા પોતે અગાશીમાં આવીને ઊભા. ત્યાં તો 'કુકરે કુ, રાજાની છોકરીને હું પરણું.' એવો અવાજ એને કાને આવ્યો. રાજાજી તો એ સાંભળીને ખૂબ ગુસ્સે થઈ ગયા ને હુકમ કર્યો કે જાઓ એ કુકડાને પકડીને ઘોડારમાં બાંધો કે ઘોડાઓ એને પગ નીચે છૂંદી નાખે.

રાજાના સિપાઈઓએ જેમતેમ કરીને કુકડાને પકડ્યો ને રાત પડી એટલે એને ઘોડાર-માં પૂર્યો. કુકડાએ તો એનો એક કાન ફફડાવ્યો એટલે અંદરથી સાપ નીકળ્યા તે ઘોડાને કરડ્યા.

સવારે ઘોડાવાળાએ જેવું બારણું ઉઘાડચું કે કુકડો અંદરથી નાસી ગયો ને ઝાડ પર ચડી 'કુકરે કુ, રાજાની છોકરીને હું પરણું' કરી બૂમ પાડવા લાગ્યો. રાજાએ તપાસ કરાવી તો જણાયું કે એના ઘોડા તો બધા સાપ કરડવા-થી મરી ગયા હતા ને કુકડાને તો કંઈ પણ ઈજા થઈ નહોતી.

વળી પાછું કુકડાએ તો 'કુકરે કુ, રાજાની છોકરીને હું પરણું' કરવા માંડચું. રાજાને હવે તો એવો ગુસ્સો ચડચો કે તરત હુકમ કર્યો કે જાઓ, એ લુચ્ચાને પકડી ઝાડે લટકાવી બાળી મૂકો.

બધાએ મળી કુકડાને પકડચો ને ઝાડે લટકાવી નીચે મોટી હોળી કરી. રાજા તથા એના અમલદારો અગાશીમાં જોવા આવ્યા.

પણ જેવો ભડકો કુકડા લગી ઊંચો ગયો કે તરત કુકડાએ બીજો કાન ફફડાવ્યો ને અંદરથી ધો ધો કરતી નદી નીચે પડવા લાગી. આગ તો હોલવાઈ ગઈ, પણ સાથે ગામ પણ તણાવા લાગ્યું. લોકો ગભરાઈને રાજા પાસે આવી પગે લાગીને કહે કે અમને બચાવો.

રાજાને લાગ્યું કે કુકડામાં જરૂર કંઈક દૈવત છે. તેણે કહ્યું કે 'કુકડાભાઈ, હું જરૂર મારી છોકરી તને પરણાવીશ. પણ આ નદીને પાછી ખેંચી લે.' કુકડાએ તો તરત નદીને પાછી બોલાવીને કાનમાં પેસાડી દીધી.

રાજાએ ખૂબ ધામધૂમથી કુકડા સાથે પોતાની છોકરીનાં લગ્ન કર્યાં. પછી કુકડો ને રાજાની છોકરી સુંદર રથમાં બેસી ડોશીને ઘેર જવા નીકળ્યાં. ડોશી કુકડાને તથા એની વહુને

જોઈને બહુ જ ખુશી થઈ.



પણ રાજાની છોકરીને તો કુકડો વર મળવાથી બહુ જ દુ:ખ થયું. એણે પરમેશ્વરની ખૂબ પ્રાર્થના કરી એટલે ઈશ્વર પ્રસન્ન થયા ને કુકડાનો સુંદર રાજકુમાર થઈ ગયો.

સૌએ ખાધું પીધું ને રાજ કર્યું.




કોઈ જંગલમાં એક સિંહ રહેતો હતો. તે એટલો જબરો હતો કે એનાથી બીજાં બધાં પશુઓ બીને નાસતાં. પોતાના ભક્ષણ માટે એ દરરોજ કેટલાં યે જનાવરોને મારી નાખતો.

ધીમેધીમે પશુઓની સંખ્યા એટલી ઓછી થવા માંડી કે બધાં ગભરાયાં. શું કરવું તેનો વિચાર કરવા સૌએ ભેગાં મળી એક મોટી સભા બોલાવી. ત્યાં એમ ઠર્યું કે બધાએ વારા-ફરતી સિંહરાજને પોતાનો ભોગ આપવા જવું, કે જેથી આમ સામટું નુકસાન થતું અટકે.

થોડાંએક પશુઓ વનરાજ પાસે આ નિશ્ચય જણાવવા ગયાં. સૌના વતી એક ડાહ્યું

શિયાળ આગળ આવી હાથ જોડીને બોલ્યું કે 'મહારાજ, આપને દરરોજ શિકાર શોધવાની તકલીફ ન પડે, એટલા માટે આપની પ્રજાએ નિશ્ચય કર્યો છે કે રોજ એક પશુ પોતાની મેળે જ આપની પાસે વારાફરતી આપના ભોજન માટે હાજર થઈ જવું. આશા છે કે આ અમારી વિનંતિ આપ સ્વીકારશો.'

સિંહ તો આ સાંભળીને ખુશખુશ થઈ ગયો. એને તો ઘેર બેઠાં ખાવાનું મળે એ વિચાર બહુ જ પસંદ પડયો. પછી તો રવિવારે શિયાળનો વારો, સોમવારે બળદનો, મંગળ-વારે ડુક્કરનો, બુધવારે ઘેટાનો, ગુરુવારે ગધેડા-નો, શુક્રવારે હરણનો ને શનિવારે સસલાનો એમ દિવસ મુકરર થયા.

એમ કરતાં કરતાં પંદર દિવસે એક બુઢ્ઢા

સસલાનો વારો આવ્યો. સસલો ધીમેધીમે સિંહને ત્યાં જતો હતો. રસ્તામાં એણે વિચાર કરવા માંડ્યો કે કોઈ પણ રીતે આ સિંહને પૂરો કરવો જોઈએ; નહિ તો થોડા દિવસમાં આ જંગલમાં પશુનું નામ પણ નહિ રહે.

એણે તો જાણી જોઈને સિંહ પાસે જતાં ખૂબ વાર લગાડી. સિંહ તો ભૂખનો માર્યો આમથી તેમ બરાડા પાડતો ફેરા ફરવા લાગ્યો. જેવો એણે આઘેથી સસલાને જોયો તેવો જ છલંગ મારીને એને પકડ્યો ને ખૂબ ઘાંટો પાડીને કહ્યું કે 'હરામખોર, આટલી બધી વાર કેમ લગાડી?'

સસલો તો થરથર ધ્રૂજવા લાગ્યો ને એણે રડતાં રડતાં કહ્યું કે 'મહારાજ, મને રસ્તામાં આપના જેવો જ બીજો સિંહ મળ્યો. તેણે મને

રોકી રાખ્યો. જ્યારે મેં આપનું નામ દીધું ત્યારે જ મને છોડયો.'

એક તો કકડીને ભૂખ લાગેલી, તેમાં વળી બીજા સિંહનું નામ સાંભળ્યું, એટલે સિંહને તો ખૂબ ગુસ્સો ચડયો. એણે કહ્યું 'ચાલ બતાવ મને એ સિંહ. એવો તે કોણ છે કે મારા શિકારને રોકી રાખે?' સસલો સિંહને થોડે દૂર લઈ ગયો. ત્યાં એક કૂવો હતો તેમાં બતાવીને કહ્યું કે 'જુઓ મહારાજ, એ હજી અહીં જ બેઠો છે.'

સિંહે પાણીમાં જોયું તો પોતાનો ઓળો દીઠો. એને તો એમ જ લાગ્યું કે આ બીજો સિંહ છે. એટલે એણે જોરથી બરાડો પાડયો. કૂવામાં એનો પડઘો પડયો, એટલે અંદરનો સિંહ સામો જવાબ આપતો હોય એમ તેને

લાગ્યું. સિંહે તરત જ અંદરના સિંહની સાથે લડવા પાણીમાં ભુસ્કો માર્યો ને ડૂબી મૂઓ.

સસલો હરખાતો હરખાતો ઘેર ગયો. બધાં પશુઓએ તેની આ યુક્તિ માટે સસલાને બહુ શાબાશી આપી તેનો આભાર માન્યો અને તેને મોટી મિજબાની આપી.



# ટાઢું ટપકલું

એક જંગલમાં એક ડોશી રહેતી હતી. તે બહુ જ ગરીબ હતી, તેથી એક ભાંગેલા તૂટેલા ઝુંપડામાં રહેતી. વરસાદના દિવસમાં છાપરાનાં કાણાંમાંથી પાણી પડતું ત્યારે બીચારી બહુ જ હેરાન થતી.

એક દિવસ ખૂબ વરસાદ પડતો હતો. ડોશીના ઘરમાં તો પાણીની ધાર પડવા લાગી. શું કરવું તે એને સૂઝે નહિ. એટલે એણે તો મોટેથી રડવા માંડ્યું કે 'હું વાઘથી ના બીઉં, સિંહથી ના બીઉં, બીઉં એક ટાઢા ટપકલાથી.'

એવામાં એક વાઘ પણ વરસાદથી ભીંજાતો ડોશીના ઝુંપડાની ઓથમાં ઊભો હતો. તેણે ડોશીના શબ્દ સાંભળ્યા. એને થયું કે આ ડોશી મારાથી ના બીએ, સિંહથી પણ ના

બીએ, ત્યારે આ ટાઢું ટપકલું તો કેટલું જબરું હશે કે એનાથી બીએ?

વાઘ આમ વિચાર કરતો હતો એટલામાં એક કુંભાર પોતાનો ખોવાઈ ગએલો ગધેડો શોધવા નીકળ્યો હતો તે ત્યાં આવ્યો. એ પણ વરસાદથી ખૂબ કંટાળેલો, એટલે બહુ જ ચીડાએલો હતો. વરસાદ મુસળધાર પડે એટલે બધે જ અંધારું ઘોર હતું. એવામાં વીજળીના ઝબકારામાં એણે આઘેથી વાઘને લપાઈને ઊભેલો દીઠો. એને થયું કે આ જ મારું ગધેડું. એટલે ગુસ્સામાં ને ગુસ્સામાં એણે તો ડંડો લઈને વાઘને જોરથી માર્યો ને વાઘના ગળામાં દોરડાનો ગાળો કરી બાંધીને ત્યાંથી ઘસડવા માંડ્યો.

વાઘે જાણ્યું કે આ જ પેલી ડોશી કહેતી હતી તે ટાઢું ટપકલું હશે. એટલે એ તો એવો



રાજાજી જાતે જ કુમારનું પરાક્રમ જોવા ગયા. ત્યાં એણે ભરેભરો જ
વાઘને ઝાડે બાંધેલો જોયો.

ગભરાઈ ગયો કે ચૂં કે ચાં કર્યા વિના કુંભારની પાછળ પાછળ ગયો. કુંભારે ઘેર આવી એને ઝાડ સાથે બાંધ્યો. સવારે ઊઠીને જુએ તો ગધેડાને બદલે એણે તો વાઘ દીઠો. એટલે એ તો દોડતો દોડતો ગયો રાજા પાસે, ને ખબર કરી કે મેં એક વાઘને જીવતો પકડયો છે.

રાજાજી આ સાંભળીને જાતે જ કુંભારનું પરાક્રમ જોવા ગયા. ત્યાં તો એમણે ખરેખરો જ વાઘને ઝાડે બાંધેલો જોયો. પછી એમણે વાઘને પૂછયું કે 'મારા બહાદુર સિપાઈઓ તારી પાછળ કયારના પડયા હતા તેમનાથી તું ના પકડાયો ને આ કુંભારથી તું કેમ હારી ગયો?' ત્યારે વાઘે કહ્યું કે 'રાજાજી, એ કુંભાર ટાઢું ટપકલુ હશે એમ મને લાગ્યું.'

રાજાએ પૂછયું કે 'એ ટાઢું ટપકલું તે શું?'

ત્યારે વાઘે ડોશીની વાત કહી. રાજાએ ડોશીને બોલાવી મંગાવી ને પૂછ્યું કે 'ટાઢું ટપકલું શું?' ડોશીએ પોતાની ગરીબાઈની વાત કરી ને કહ્યું કે 'જ્યારે વરસાદ આવે છે ત્યારે મારા ઘરમાં પાણી પડે છે. એ ટાઢા પાણીનાં ટીપાંની મને વધારે બીક લાગે છે.'

રાજાએ ડોશીને ખૂબ પૈસા આપ્યા ને નવું ઘર બંધાવી આપ્યું, અને કુંભારને પણ ઈનામ સાથે નવો ગધેડો આપ્યો.





# ઊંટ અને શિયાળ



એક શિયાળે ઊંટની દોસ્તી કરી. બંને જણ સાથે ફરે ને આનંદ કરે. એક દિવસ શિયાળ ઊંટ પાસે જઈ કહે કે 'ઊંટભાઈ, અહીંથી થોડે દૂર શેરડીનું ખેતર છે ત્યાં એવી મીઠી મીઠી શેરડી છે કે બસ. આજ તો આપણે ત્યાં જઈએ.'

શેરડીનું નામ સાંભળીને ઊંટના મોંમાં પણ પાણી છૂટયું ને બંને મિત્રો ત્યાં જવા નીકળ્યા. રસ્તામાં એક નદી આવી. શિયાળ કહે કે 'ઊંટભાઈ, મને તમારી પીઠ પર બેસવા દો. નહિતર મારાથી પેલે પાર નહિ અવાય.' ઊંટે કહ્યું 'સારું; બેસી જા મારી પીઠ પર.'

નદી ઊતરીને તેઓ થોડે દૂર ગયા ત્યાં શેરડીનું ખેતર આવ્યું. બંને જણાએ તો ખૂબ શેરડી ખાધી. શિયાળ તો એવું આનંદમાં આવી ગયું કે એને ભૂંકવાનું મન થયું. ઊંટે ઘણી યે ના કહી કે અહીંથી બહાર નીકળ્યા પછી તારે કરવું હોય એમ કરજે; પણ એણે માન્યું નહિ ને જોરથી ભૂંકવા માંડયું.



એ સાંભળીને ખેતરનો ધણી ડંડો લઈને

દોડતો ત્યાં આવ્યો. શિયાળ તો છીંડામાંથી નાસી ગયું, પણ ઊંટનું શરીર મોટું, એટલે એનાથી બહાર નીકળાયું નહિ. એટલામાં તો ખેતરનો ધણી આવી પહોંચ્યો અને તેણે ઊંટને ડંડે ડંડે ખૂબ માર્યું; ને બીચારું અધમૂઉં થયું ત્યારે જવા દીધું.

ઊંટ તો લંગડાતું લંગડાતું ઘર તરફ જવા નીકળ્યું. રસ્તામાં નદી આવી ત્યાં પેલું શિયાળ એની વાટ જોતું ઊભું હતું. ઊંટના હાલ જોઈ શિયાળને તો ખૂબ હસવું આવ્યું. આથી ઊંટે ચીડાઈને કહ્યું કે 'તું આવો તે કેવો મિત્ર, કે ભૂંક્યો તું ને માર મારે ખાવો પડ્યો; અને હવે વળી પાછો મને જોઈને હસે છે?' શિયાળ કહે કે 'ભાઈ, એમાં હું શું કરું? મને ભૂંકવાની તલબ થઈ આવી એને મારાથી કેમ અટકાવી

શકાય? પણ હવે ફરીથી એવું નહિ કરું.'

પછી ઊંટે એને પીઠ પર બેસાડી નદી ઊતરવા માંડી. નદીની અધવચ પહોંચ્યા એટલે ઊંટે તો બેસવા માંડ્યું! શિયાળે કહ્યું 'ઊંટભાઈ, ઊંટભાઈ, આ શું કરો છો? હું પાણીમાં તણાઈ જઈશ.' ત્યારે ઊંટે ઠંડે પેટે જવાબ દીધો કે 'ભાઈ, મારે બેઠા વિના છૂટકો જ નથી. મને તો આળોટવાની તલબ થઈ આવી છે.' શિયાળ કહે કે 'મહેરબાની કરીને નદીને પેલે પાર જઈને આળોટજો.' ઊંટ કહે કે 'મારાથી એ તલબ કેમ રોકી રખાય?' એમ કહીને એ તો બેસી ગયું.

ઊંટ તો મોટું, તેથી એનું માથું પાણીની બહાર રહ્યું, એટલે એને તો કંઈ નુકસાન થયું નહિ, પણ શિયાળ પાણીમાં પડીને ડૂબી મૂઉં.

